# શ્રીમદ્ ભગવદ્ ગીતા

## પ્રવેશક

કર્ત્તા અને પ્રકાશક.

મધુવચરામ બળવચરામ હોરા.

સુરત.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મધુવચરામ બળવચરામ હોરા.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—ગોપીપુરા-સુરત.

સુરત ચઉટાના પુલ ઉપર પાણીની ટાંકી પાસે આવેલા ધી 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

કિંમત ૧॥ આનો.

# પ્રસ્તાવના.



શ્રીમદ્ ભગવદ્ ગીતાનો અભ્યાસ શરૂ કરતાં પહેલાં કેટલીક બાબતો પ્રથમ ધ્યાનમાં લેવા જેવી છે અને તે બાબતો ધ્યાનમાં લીધા પછી જો એનો અભ્યાસ શરૂ કરવામાં આવે તો ગીતાના સંબંધના તથા તેના રહસ્ય સંબંધના વિચારો વાંચનારને સ્પષ્ટ સમજાશે. આ લેખના સંબંધમાં જુદાં જુદાં વ્યાખ્યાનો અનેક સભામાં આપવામાં આવ્યાં હતાં પણ કેટલાક મારા મિત્રોના આગ્રહથી તેને એકઠાં કરી પુસ્તકનાં આકારમાં બહાર પાડવાની સૂચના થવાથી તે પ્રસિધ્ધ કરવામાં આવે છે, આશા છે કે ગીતાના જેવું ગૂઢ રહસ્યવાળું પુસ્તક સમજવામાં આથી સરળતા થશે.

સુરત તા. ૨૫-૮-૧૭.

મધવચરામ બળવચરામ.

ॐ



# શ્રીમદ્ ભગવદ્ ગીતા પ્રવેશક.



શ્રીમદ્ ભગવદ્ ગીતા ધર્મનું મહાન્ અને અતિ પુજ્ય પુસ્તક છે. ધર્મ તે તેજ કે જે સર્વ સમય, સર્વ દેશ, સર્વ સ્થિતિ સર્વ મનુષ્યને માટે સામાન્ય, નિત્ય નિર્વિકારી, સત્ય સ્વરૂપ, બોધદાતા અને શ્રેષ્ઠ કલ્યાણકારી છે. ઇશ્વરેચ્છાની સત્તાને સમજાવનાર તે ધર્મ છે. આવો જે ધર્મ તેજ આદિ અનાદિ સનાતન ધર્મ છે. પ્રલયની પછી સૃષ્ટિનો આરંભ થતાં જ્યારે મનુષ્ય જાતિની પ્રથમ વ્યક્તિ થાય છે ત્યારથીજ જે ધર્મ ચાલ્યો આવે છે તેનેજ આદિ વિશેષણ લગાડી શકાય છે. ઇશ્વર અનાદિ છે અને તેની ઇચ્છા શક્તિ તેનાથી ભિન્ન નથી અને તેની ઇચ્છા પણ તેથી અનાદિ છે. એટલાજ માટે સનાતન ધર્મ આદિ અનાદિ ધર્મ કહેવાય છે. ઇશ્વર જ્ઞાન સ્વરૂપ છે, તે ત્રિકાળજ્ઞ, ભૂત, વર્તમાન અને ભવિષ્યનો જાણનાર છે. ખરી રીતે કહીયે તો તેને ત્રણ કાળ છેજ નહિ, તેને તો સદાય વર્તમાન કાળ વર્તે છે. સૃષ્ટિનું, આરંભથી અંત સુધીનું, સર્વ સમયનું, સંપૂર્ણ ચિત્ર તેની સન્મુખ પ્રત્યક્ષ છે. એજ કારણથી ધર્મની પ્રેરણા, ધર્મના ઉપદેશ તેની તરફથી જે જે મળે તે તે સર્વકાળ, સર્વ દેશ, સર્વ સ્થિતિ, સર્વ મનુષ્યને માટે સામાન્યજ હોય છે. આ ઉપદેશોનું જ્ઞાન આપવાવાળું પુસ્તક ધર્મનું પુસ્તક લેખાય છે. આદિમાં, પ્રથમ ઉત્પન્ન

થયલી મનુષ્ય જાતિ માટે ઉપદેશ દાતા ગુરૂનું કામ કરવાવાળા ઇશ્વર પોતેજ હોઈ શકે અને તેથી અંશ રૂપે તે, અવ્યક્ત છતાં પ્રગટ પડે છે. પૃથ્વિના ઉપર જે જે ધર્મો પ્રવર્તે છે તે તે સર્વ ધર્મોનું એકજ કથન છે કે અમારા ધર્મનું પુસ્તક ઇશ્વરદત્ત છે. આજે સિદ્ધ થયલી એક વાત સર્વ વિદ્વાનોએ સ્વિકારેલી છે અને તે એ છે કે પૃથ્વીના પ્રષ્ટ ઉપર પ્રાચિનમાં પ્રાચિન વેદ છે, અને બીજાં બધાં પુસ્તકો તેની પછી પ્રગટ પડેલાં છે. વેદ શબ્દ જ્ઞાન વાચક છે અને જે જ્ઞાનનું સ્વરૂપ ઇશ્વર છે તે જ્ઞાનને તે દર્શાવે છે. જ્ઞાન અનાદિ છે, અને તેથી જ્ઞાનરૂપ વેદ પણ અનાદિ છે. મનુષ્ય જાતિ વૃદ્ધિ પામતી ગઇ અને એ વૃદ્ધિ પામતાં સર્વ પ્રજાને આપણે સાંપ્રત સ્થિતિમાં આજ નિરખીએ છીએ. ભિન્ન ભિન્ન સ્વભાવનાં, ભિન્ન ભિન્ન રૂચિનાં, ભિન્ન ભિન્ન શકિતનાં માણુસો થતાં વેદના અર્થ ભિન્ન ભિન્ન થવા લાગ્યા. આટલું છતાં ધર્મના મત મતાંતરોનો આશ્રય, પાયો તો વેદજ રહ્યો છે એમ વિચારવંત માણુસને સમજાયા વિના રહેતું નથી. વેદનું અંગ ઉપનિષદ છે, અને ઉપનિષદો ઘણાં છે. ઉપનિષદનું શિક્ષણ તેજ વેદાંત છે. અનેક ઉપનિષદોનું દોહન કરેલું તત્વ તે શ્રીમદ્ ભગવદ્ ગીતા છે.

**सर्वो पनिषदो गावो दोग्धा गोपाल नंदनः।**
**पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥**

ગોવાળને આનંદ આપનાર એવા શ્રી કૃષ્ણે ઉપનિષદ રૂપી ગાયોને દોહી છે, જેમાં અર્જુન વાછરડો છે, બુદ્ધિમાન, સારી બુદ્ધિવાળા ભોકતા છે અને ગીતા રૂપી મોટું અમૃત તે દુધ છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાનો મહીમા જેવો તેવો નથી. એ પુસ્તકમાંથી શ્રી કૃષ્ણ

અને અર્જુન એ શબ્દ કહાડી નાંખીએ તો સર્વ ધર્મવાળા તેને પોતાનું ધર્મ પુસ્તક સ્વિકારી લેવા તત્પર થઈ જાય. પ્રદેશોમાં અનેક અનેક ભાષામાં તેનાં અનેક ભાષાંતરો થયલાં છે એ વાત આપણા અનુમાનને પૂર્ણ પુષ્ટિ આપે છે. પશ્ચિમમાં ઘણાં દેશોમાં ઘણા વિદ્વાનો અને ભાવિક જનો શ્રીમદ્ ભગવદ્ ગીતાને પોતાના ગજવામાં હંમેશ રાખીને ફરે છે. અરે એટલુંજ નહિ પણ કેટલાક તો એવા છે કે તેમની સમિપ જો શ્રી કૃષ્ણનું નામ ઉચ્ચારવામાં આવે છે તો તે શ્રવણ કરતાં તત્કાળ બે હાથ જોડીને તેઓ નમસ્કાર કરે છે. આવાં મહા મૂલ્યનાં રત્નનું આપણે સહજ અવલોકન કરીશું. અનંત શકિત, અનંત જ્ઞાન નિધિ શ્રી કૃષ્ણ ભગવાન કયાં અને અલ્પ શકિત અને અલ્પ બુદ્ધિ મનુષ્ય કયાં તે છતાં શ્રીમદ્ ભગવદ્ ગીતા વિશે કથન—કંઇ પણ; સહજ કથન કરવાનું પ્રયત્ન કરવું એ મુર્ખાઈ છે એમ સમજ્યા છતાં તે પ્રયત્નનું મોટું પ્રયોજન એજ છે કે તેથી તે પરંગુરૂ, જગદ્‌ગુરૂ, ઇશ્વરનું સ્મરણ થાય.

એ ગ્રંથના કર્તા શ્રીમદ્ ભગવાન વેદવ્યાસજી છે જેઓ પોતે નારાયણ ભગવાનનો અવતાર મનાય છે, અને જેની સર્વ કૃતિઓ આ માન્યતાનું સબળ પ્રમાણ છે. તેઓ પાંડવ કૌરવના સમકાલીન છે અને આજથી આસરે પાંચ હજાર વર્ષ ઉપર તેમના પાદારવિંદથી આપણી પૃથ્વીનું પ્રષ્ટપાવન થયું હતું. મહાભારતનું જે મહાન યુદ્ધ થયું હતું તેના તેઓ દૃષ્ટા હતા અને તેનું વર્ણન તેમણે સંપૂર્ણ રીતે કરીને જગતને આભારી કરેલી છે. એ મહાન્ ગ્રંથ શ્રીમદ્ મહાભારતના નામથી પ્રસિદ્ધ છે. મહાભારતનો એક નાનકડો ભાગ તે શ્રીમદ્ ભગવદ્ ગીતા છે. મહાભારતના, એટલે પાંડવ કૌરવના યુદ્ધમાં

અરાડ અક્ષૌહિણી સેન્યનું બળ હતું. યુધ્ધ અરાડ દિવસ ચાલ્યું, મહાભારત ગ્રંથમાં અરાડ પર્વ છે, ભગવદ્ગીતામાં અરાડ અધ્યાય છે, અને શ્રીકૃષ્ણ પરમાત્માનો તે અવતાર અરાડમો હતો એમ કેટલોક વિદ્વાનોનું માનવું છે. અરાડની સંખ્યાનું ફરી ફરી દર્શણ થાય છે તો તે મધ્યે કંઇક મર્મ હોવો જોઇએ એમ અનુમાન થયા વિના રહેતું નથી. એ મર્મ શું છે તે શોધી કહાડવાનું પ્રયત્ન મારા જેવા અલ્પ બુદ્ધિવાળા કરતાં વિશેષ, ઊંચુ જ્ઞાન ધરાવનારા પંડિતોનું કર્ત્તવ્ય છે.

ભારત વર્ષમાં પરાપૂર્વથી ચાલતી આવેલી પધ્ધતિ પ્રમાણે પુસ્તકના વા તેના અગત્યના ખંડના પ્રારંભમાં પોતાના ગુરૂ અથવા ઇષ્ટિનું સ્મરણ હોવું જોઇએ, અથવા તો માંગલ્યવાચક કે આશિર્વચન આવવું જોઇએ, અથવા તો ગ્રંથ અથવા તેના અગત્યના ખંડના રહસ્યનું દિગ્દર્શણ થવું જોઇયે. શ્રીમદ્ ભગવદ્ગીતાનો પ્રથમ શ્લોક ગુરૂ અથવા ઇષ્ટિ સ્મરણનો નથી, તેમજ માંગલ્યવાચક પણ નથી ત્યારે આખા ગ્રંથનો સારાંશદર્શક હોવો જોઇએ. તેમ જો નહિં હોય તો આપણને એમ કહેવુંજ પડશે કે શ્રી વ્યાસ ભગવાન જેવાએ ગ્રંથ રચના માટે સ્થાપિત થયલા નિયમોનો ભંગ કીધો છે. નિયમ ભંગ થયો છે કે કેમ તે હવે પછી આપણે વિચારીશું. ભગવાન વેદ વ્યાસજી જેવા મહાન્ દિવ્યાંશી પુરૂષ નિયમ ભંગ કરે એ સંભવતું નથી.

શ્રીમદ્ ભગવદ્ગીતાનો ઉપદેશ શ્રી કૃષ્ણ ભગવાને કિયે પ્રસંગે, કેવા સંજોગો વચ્ચે કીધો છે તે જાણવું અગત્યનું છે. યુદ્ધના પ્રથમ દિવશે પાંડવ અને કૌરવનાં સેન્ય લડવાને તત્પર થઇ સામસામા ઊભેલાં છે અને તે એની મધ્યે શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનનો રથ

ઊભો રાખ્યો હતો. બન્ને સૈન્યમાં જીવ આપવાને તૈયાર થઈ રહેલા સગા, સંબંધી, ગુરૂ, મિત્ર, આદિ સર્વને જોઇને અર્જુનને વિચાર આવે છે કે એક રાજ્ય માટે આ બધાનો સંહાર કરવો એ મહાન્ પાપનું કામ છે અને એ પ્રમાણે વિચારતાં તેનું દીલ છેક હારી જાય છે, અને એકદમ છેક ગગડી જઇ, હથિઆર હાથમાંથી પડી જતાં તે બેશી જાય છે. આવા સંજોગોમાં તેની અને કૃષ્ણ ભગવાનની વચ્ચે પ્રશ્ન અને ઊત્તર ચાલી રહે છે. આનું પરિણામ શ્રીમદ્ ગીતાજીનો ઉપદેશ છે. એ ઉપદેશ અરાડ અધ્યાયમાં વિસ્તરેલો છે. હવે પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે અરાડ અધ્યાયનું કથન થયું ત્યાં સુધી, એટલા લાંબા સમય સુધી બન્ને પક્ષના સૈનિકો પોતાના શસ્ત્રો હાથમાં ધારીને શું મુગા મુગા, ઊભા થઈ રહ્યા હતા અને કાળ વ્યર્થ ગાળતા હતા ? આ પ્રશ્ન ઘણોજ વિચારવા જેવો છે એમાં જરા પણ સંશય નથી. એ પ્રશ્નના નિર્ણય ઉપર ઘણા વિષયોનો આધાર રહેલો છે. આ પ્રશ્નનો સંતોષકારક ખુલાસો પ્રાપ્ત કરવા આપણે યથાશક્તિ પ્રયત્ન કરીશું. માણસમાં અનેક ગુપ્ત શક્તિઓ રહેલી છે જેને ખીલવીને તેનો ઉપયોગ કરતાં અનેક પ્રકારના ચમત્કારો કરવાને તે શક્તિમાન થાય છે. સાધારણ માણસને માટે જ્યારે આ પ્રમાણે છે તો દિવ્યાંશિ જીવોની, અવતારી પુરૂષોની શક્તિ કેવી હોવી જોઇયે ? વધારે સમજને માટે આ સ્થળે તોટકાચાર્યનું દૃષ્ટાંત આવશ્યક છે. શ્રીમદ્ આદિ ભગવાન શંકરાચાર્યને એક ગિરિ નામે શિષ્ય હતો જેની ગુરૂ પ્રત્યે અત્યંત ભક્તિ હતી અને જે સર્વ પ્રકારે ગુરૂની સેવા કરતો હતો. એક દિવશ આચાર્યનાં વસ્ત્ર ધોવા તે નદિ ઉપર ગયો હતો અને નિત્ય કથાનો સમય થયો. અન્ય શિષ્યો કથાના આરંભનો પાઠ ( મંગળાચરણ ) કરવાને તૈયાર થતાં આચાર્યે તેઓને

કહ્યું કે જરાવાર થોભો પેલો ગીરી આવતો હશે. બિજા શિષ્યોએ કહ્યું કે ગિરિ કંઈ સમજતો નથી તો તેની વાટ જોવાથી શું ફળ. તેઓનું અભિમાન ઉતારવાને ગુરૂશ્રીએ ત્યાં બેઠાં બેઠાં ગિરિને ચૌદ વિદ્યા આપી દિધી અને ગિરિને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહોતું તે છતાં તોટકવૃતના સંસ્કૃત શ્લોકોથી વેદાંતના અર્થનું સ્પષ્ટિકરણ કરતો તે તહિં આવી પહોંચ્યો. એજ તોટકવૃત્તના ઉચ્ચારણથી તેનું નામ તોટકાચાર્ય પાડવામાં આવ્યું. સમર્થ ગુરૂની શક્તિનો પ્રભાવ આવો છે. આપણે જાણીએ છીએ કે શિષ્ય ગુરૂને ઘેર રહી તેમની સેવા વર્ષો સુધી કરે છે અને જ્યારે તેની પાત્રતા જોઇને ગુરૂ પ્રસન્ન થઈ તેને દિક્ષા આપે છે, મંત્રોપદેશ કરે છે, ત્યારે તે કરતી વેળાએજ નવિન શક્તિ તેનામાં મુકે છે. આ વાત ધ્યાનમાં રાખી શ્રી કૃષ્ણ ભગવાને અર્જુન પ્રત્યે શું કીધું હશે તેનો આપણે વિચાર કરીશું. શ્રીકૃષ્ણ ઇશ્વરનો અવતાર હતા. અર્જુનના હૃદયમાં શું વર્તતું હતું તે તેમને અજાણ્યું નોતું. અર્જુનનાં અંતરનું સંપૂર્ણ ચિત્ર તેમની દૃષ્ટિને પ્રત્યક્ષ હતું. અર્જુનના સર્વ સંશય, સર્વ વિચારનું સમાધાન કરવાવાળું ચિત્ર તેમણે અર્જુનનાં અંતરમાં તત્કાળ છાપી દીધું. જે પ્રમાણે વિશાળ સુંદર, વન પ્રદેશનું ચિત્ર બે ચાર ક્ષણમાં ફોટોગ્રાફીથી કાચ ઉપર સવિસ્તર પડી રહે છે તેજ પ્રમાણે, અંતરમાં ચિત્ર પાડી શકાય છે. વન પ્રદેશનું સવિસ્તર વર્ણન કરતાં દીર્ઘ કાળ લાગે છે પણ ફોટો જોતાં સમસ્ત ચિત્ર સહજ લક્ષમાં આવી જાય છે. એજ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનનાં અંતરમાં જે ચિત્રની છાપ પાડી તે છાપ પડતાં વિલંબ થયો નોતો, પરંતુ તેનું સવિસ્તર વર્ણન વૈખરી વાણીથી કરવા માટે શ્રીવ્યાસ ભગવાનને અરાડ અધ્યાય અવસ્યના થઈ પડયા. આ પ્રમાણે શ્રી ગીતાજીનો ઉપદેશ અર્જુનને થયો હતો.

અર્જુનને નિમિતે આખા જગતને આ શ્રેષ્ટ, કલ્યાણકારી ઉપદેશ, શ્રીમદ્ મધુસુદને આપેલો છે, અને તે આપીને મનુષ્ય માત્રના ઉપર પાર વિનાનો, અતુલ્ય ઉપકાર કીધો છે.

પાંડુપુત્ર પાંચ હતા, યુધિષ્ટિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ. સર્વમાં શ્રેષ્ટ યુધિષ્ઠિર હતા, અને સત્યવાદી રૂપે તેની કીર્તિ આજ પર્યંત પ્રસિદ્ધ છે. ધર્મનો ઊંચામાં ઊંચો ઉપદેશ તેમને નહિં કરતાં અર્જુનને શા માટે કીધો એ બિજો પ્રશ્ન છે. એ પ્રશ્નનો નિર્ણય એક કરતાં વિશેષ પ્રકારે થઇ શકે છે.

એ પાંચ ભાઇઓ, આકાશ, વાયુ, અગ્નિ, વારી, ને પૃથ્વી, એ પાંચ તત્વ દર્શક છે. પૃથ્વી જડ ને ભારે છે. વારી એટલે પાણીની ગતિ નીચે છે, વાયુનો સંચાર સઘળે છે, અને આકાશ સ્થિર છે. આકાશ અને વાયુને સારી વસ્તુનો અને તેમજ નઠારી વસ્તુનો સ્પર્શ છે. તેમને બન્નેને સ્પર્શનું લેપન છે. અગ્નિ તત્વ તેજ એક તત્વ છે કે જેની ગતિ ઊંચે છે, તે પ્રકાશમય છે એટલુંજ નહિં પણ જે જે વસ્તુનો તેને સ્પર્શ થાય છે તે તે વસ્તુ શુદ્ધ થઇને તેજ સ્વરૂપ બની રહે છે. ધર્મના ઉપદેશનો હેતુ, ઊંચી ગતિનો, પવિત્રતાનો, અને સ્વરૂપ પલટી તેજોમયરૂપ આપવાનો છે. અગ્નિ સ્વરૂપ, અગ્નિ દર્શન, અગ્નિનો પ્રતિનિધિ અર્જુન છે.

અર્જુનને શ્રીમદ્ ગીતાજીનો ઉપદેશ શા માટે કીધો તેનો મર્મ અર્જુન નામમાં–શબ્દમાંજ સમાયલો છે. અમર કોષ પ્રમાણે

**अवदातः सितो गौरो ऽ वलक्षो धवलो र्जुन ॥**

શુદ્ધ, નિર્મળ, ઉજ્વળ આદિ અર્જુન શબ્દના અર્થ થાય છે. ગાલવ સૂત્રમાંથી એક પુસ્તકમાં ઊતારો આપેલો છે તેમાં લખ્યું છે

કે સત્ય જ્ઞાન લેવાને પાત્ર અથવા અધિકારી થયલા માણુસને અર્જુન કહેવામાં આવે છે. ગાલવસૂત્ર પ્રમાણેનોજ અર્થ બિજા ગ્રંથોમાંથી આપણુને મળે છે. જે માણુસમાં વિષાદ હોય તેને અર્જુન કહે છે. અંગિરાઋષિનું વચન છે કે " **यावद् विषादो न भवति तावद् सद्गुरूणा मुपदेशो ऽपि न भवति.** જ્યાં સુધી વિષાદ નહિં થાય ત્યાં સુધી સદ્ગુરૂનો ઉપદેશ પણ નહિં થાય. વ્યાસ ભગવાને યોગ સૂત્ર ઉપર ટીકા કરતાં લખ્યું છે કે " **एषां विषादो नैवास्ति तेषां जीवनामुपदेशो ऽपि व्यर्थम्.** " જે માણુસમાં વિષાદ નથી તેને ઉપદેશ વ્યર્થ છે. ત્યારે વિષાદ એટલે શું ? **विषाद—क्षुधा-मोक्षो विस्तसार.** નિરૂક્ત. ૫-૧૦-૧૧ એના ઉપર ટીકા એવી છે કે

**या क्षुधा मोक्षस्य स एव विषाद इति ॥ मोक्ष क्षुधया व्याकुलता संभवति, त्यागावस्थायां मोक्षस्य क्षुधा भवति तेन व्याकुलता तस्य संज्ञा विषाद इतिभाव** શેષ ચદ્રિકા.

મોક્ષની જે ક્ષુધા (ભૂખ) તેજ વિષાદ. મોક્ષની ક્ષુધાથી વ્યાકુલતા થાય છે. ત્યાગની અવસ્થામાં મોક્ષની ક્ષુધા થાય છે, તેથી વ્યાકુલતા, અને તે વ્યાકુલતાનું નામ વિષાદ એવો ભાવ છે.

શ્રીમદ્ ભગવદ્ગીતાની મધ્યેજ પહેલા અધ્યાયના ૨૮મા શ્લોકમાં આ અર્થનું સૂચન કરેલું છે. **कृपया परया विष्टो विषीदन्निदमब्रवीत्** વિષાદવાળો અર્જુન કહેવા લાગ્યો.

અધિકારી વિના બિજા કોઇને ઊંચું જ્ઞાન આપી શકાતું નથી એમ અહિં શિક્ષણ છે, અને અર્જુન ખરો અધિકારી જીવ હતો. અર્જુન અધિકારી કેવી રીતે થયો હતો ? આ સમજવા માટે

શ્રીમતિ સુભદ્રાની સાથે અર્જુનનાં થયલાં લગ્નના પ્રસંગનું સ્મરણ કરાવવું અવશ્ય છે. એક સમયે તે દ્વારકાં ગયો હતો અને ત્યાં સુભદ્રાને જોઇને તેની પ્રત્યે તેનું ચિત્ત અત્યંત આકર્ષાયું હતું. આ નવો ઉદ્દ્ભવેલો પ્રેમ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો ગયો, અને તેમ થતાં અર્જુનની એવી સ્થિતિ થઇ કે સુભદ્રા શિવાય તેને બિજું કંઈજ સૂઝતું નોતું. આવી સ્થિતિમાં તે પ્રભાસપાટણ આવ્યો. તેને રોમે રોમ અને છિદ્રે છિદ્ર સુભદ્રાની સુંદર મનોહર મૂર્તિ વિહાર કરી રહી હતી. સુભદ્રાના પ્રેમમાં ઘેલો થયલો અર્જુન તનનું ભાન ભુલી નવ નવા તરંગોની પંક્તાવળીમાં ધસડાઈ જતો હતો. એકાંતમાં બેઠેલો, તેને એક વેળા મનમાં જાણે લગ્નની તૈઆરીઓ થતી હોય તેવાજ વિચાર આવવા લાગ્યા. ચોરી બંધાઈ અને વરરાજાની મંડપમાં પધરામણી પણ થઇ. વરરાજા તો પોતેજ ત્યાં હતા, પણ કન્યા ક્યાં? "અરે કૃષ્ણ ક્યાં છે, કૃષ્ણ ક્યાં છે, કન્યાને તે કેમ નથી લાવતા, હે કૃષ્ણ કેમ વિલંબ કરો છો, આવો, વહેલા આવો," "હે અર્જુન મને કેમ બોલાવ્યો" એ શબ્દ તેના શ્રવણમાં પડતાંજ તે ચોંકી ઉંઠયો અને આંખ ઉઘાડીને જોય છે તો પોતાની સન્મુખ અંતર્યામિ શ્રીકૃષ્ણ પરમાત્મા ઉભેલા છે. તે સમયની અર્જુનના મનની સ્થિતિનું વર્ણન કરવાનો અહિં પ્રસંગ નથી. બન્ને મિત્રો વચ્ચે કેટલીક વાતચિત થતાં અર્જુન નીચે મ્હોડે કહે છે કે સુભદ્રા સાથે તમે મારૂં લગ્ન નહિં કરાવશો તો મારે આ જીવતર કામનું નથી. શ્રીકૃષ્ણજી અર્જુનને સમજાવે છે કે સુભદ્રાનાં લગ્ન મારા હાથમાં નથી પણ બળભદ્રજીના હાથમાં છે, અને તેમનો વિચાર સુભદ્રાને દુર્યોધનને ત્યાં આપવાનો છે, તે છતાં હું તને ઉપાય બતાવું તે પ્રમાણે તું કરે અને કદ્દ તારૂં વળે તો વળે. અર્જુન પુછે છે કે

તે ઉપાય શું છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે સંન્યાસ ગ્રહણ કર. આ સાંભળતાં અર્જુન ચીડવાઇ જાય છે અને બોલી ઊઠે છે કે હું પરણવાનું કહું છું ત્યારે તમે મને સંન્યાસી થવાનું કહો છો; હું ખરૂં કહું છું કે આ પ્રસંગ હાસ્ય કરવાનો નથી, માટે હાસ્ય કરવું મુકી દો. ફરી ફરીને શ્રીકૃષ્ણજી સંન્યાસી થવાનું કહે છે અને સંન્યાસના પ્રકાર સમજાવતાં કહે છે કે એક સંન્યાસ એવો છે કે જ્યારે નજરમાં આવે ત્યારે તે છોડી દઇને પાછા ગૃહસ્થ થવાય છે. અંતે અર્જુન સંન્યાસી થઈ પર્યટન કરતાં દ્વારકાં નગરી જઇ પહોંચે છે અને એક ઉત્સવ અથવા ઊજાણીને પ્રસંગે સુભદ્રાજી રથમાં બેશી જતાં હતાં તે વેળા તે તેનું હરણ કરી જાય છે. આ સમાચાર શુણીને બળભદ્રજી કોપાયમાન થઇ જાય છે પણ અંતે અર્જુન શાસ્ત્રીય વિધિથી સુભદ્રાજીનું પાણી ગ્રહણ કરે છે. આ કથા મર્મથી ભરપુર છે. આત્મા, બુદ્ધિ, અને મનની ત્રિપુટી છે. જ્યારે સ્થૂળ શરીર ભણી મનનું આકર્ષણ થાય છે અને તેની સાથે તે જોડાય છે ત્યારે એ અધોવૃત્તિનું ગણાય છે, જ્યારે ઊંચે બુદ્ધિ ભણી તેની દૃષ્ટિ સબળ થાય છે અને તેની સાથે તે જોડાય છે ત્યારે તે ઉર્ધ્વ વૃત્તિનું કહેવાય છે. સુભદ્રા શબ્દનો અર્થ કલ્યાણકારી બુદ્ધિ વાચક છે. એ બુદ્ધિ કોઇની આપેલી મળતી નથી પણ પોતેજ પુરૂષાતનથી તે પ્રાપ્ત કરવાની છે, અને તેટલાજ માટે સુભદ્રાનું અર્જુને હરણ કીધું હતું એમ વ્યાસ ભગવાન કહે છે. મનનાં સર્વ સંકલ્પ બંધ પડે, અને વિષયોની મમતાનો ત્યાગ થાય તેજ ખરો સંન્યાસ છે. અનેક વિષયોની કામના, લાલસા, જ્યારે જડમૂળથી ઉખડી જાય છે ત્યારેજ સંન્યાસ વૃત્તિ છે. સંન્યાસ પ્રાપ્ત થાય નહિં ત્યાંસુધી બુદ્ધિ સાથેનું જોડાણ સંભવતું નથી, અને એ જોડાણ, એ લગ્ન થયું નથી ત્યાંસુધી કલ્યાણ-

કારી માર્ગની પ્રાપ્તિ નથી. મોક્ષની તિવ્ર ક્ષુધા, અને સંન્યાસ, એજ પરમપદે પહોંચાડનારાં છે. અર્જુન જ્ઞાનોપદેશ માટે અધિકારી થયો હતો તે દર્શાવનારી આ કથા છે.

મહાભારતમાં એક સ્થળે કથન છે કે હું ગુરૂ છું અને મન શિષ્ય છે. આ ઉપરથી સહજ અનુમાન થઇ શકે છે કે શ્રીકૃષ્ણ જગદ્ગુરૂ છે, અને અર્જુનરૂપી મન અથવા મનરૂપી અર્જુન શિષ્ય છે. મનની અધોવૃત્તિને ઉલટાવી ઊર્ધ્વવૃત્તિમાં તેને વાળનાર ગુરૂ છે. અખોભક્ત કહે છે કે "ગુરૂ થા તારો તૂંજ નથી બિજો કોઇ ભજવા" આથી સ્પષ્ટ છે કે એ ગુરૂ અંતર્યામિરૂપે જે બિરાજે છે તેજ છે.

સંસારમાં આવીને જીવ નાના પ્રકારના અનુભવો લે છે. પૃથ્વી અને સ્વર્ગની વચ્ચે તેને વારંવાર અથડાવવું પડે છે. જન્મ પછી મરણ અને મરણ પછી જન્મ એમ અનેકવાર થયું જાય છે. સંસારના અનુભવોથી જ્યારે તેને મર્ણ પછીની સ્થિતિનું પ્રથમ ભાન થાય છે ત્યારે તે સ્થિતિમાં સુખની પ્રાપ્તિ કરવાને માટે તે પ્રયત્ન કરે છે, અને સત્કર્મનો આરંભ થાય છે. સુખની આશા તેને સન્માર્ગે પાડે છે, સારાં કર્મનું ફળ સ્વર્ગ છે. એ ફળ અંતવંત છે અને તેથી જીવને ફરીથી પૃથ્વી ઉપર આવવું પડે છે. આ પ્રમાણે થતાં સ્વર્ગનાં સુખથી પણ તેને સંતોષ થતો નથી. જીવની કામનાઓ શાંત થઇ જાય છે, સ્વર્ગના સુખથી તે ધરાઈ ગયો છે, તેની અંતરની અપેક્ષા આગળ વધે છે. અત્યારસુધી જે "હુ" માં તે આનંદ પામતો હતો, તે "હું" નો મોહ જતો રહેવા માંડે છે, અને એ "હું" શિવાય બિજું કંઈ તત્વ છે એમ તેને લાગે છે. અગણ જન્મ સુધી આ પ્રમાણે અથડાઈ અથડાઇને જીવ ફાંફાં મારે છે, અને લાગ

અવસ્થા આવતાં મોક્ષની ઇચ્છા પ્રગટે છે ત્યારેજ ઇશ્વર તેને સહાય કરી નિવૃત્તિ માર્ગે દોરવે છે અને ખરો "હું" તે કોણ તે તેને સમજાવે છે, અર્જુનની મન સ્થિતિ આવીજ હતી તે પ્રથમ અધ્યાય દર્શાવી આપે છે. તે શ્રીકૃષ્ણ ભગવાનને કહે છેઃ—

**न कांक्षे विजयं कृष्ण, न च राज्यं सुखानि च।**
**किं नो राज्येन गोविंद किं भोगै र्जिवितेन वा॥**

હે કૃષ્ણ હું જયને નથી ઇચ્છતો, રાજ્યને નહિ અને સુખોને પણ નહિં. હે ગોવિંદ, રાજ્યથી શું, ભોગોથી શું, વા જીવિતથી પણ (મારે) શું. વળી બિજા એક શ્લોકમાં

**अपि त्रैलोक्य राजस्य हेतो: किं नु महीकृते.**

ત્રૈલોકયનું રાજ મળતું હોય તો તેને માટે નહિં, તો પછી આ પૃથ્વિના રાજ્ય માટે (આ બધાને મારવાને હું ઇચ્છતો નથી.)

અર્જુનના મનની ગુણ દોષ વિવેચક સ્થિતિ કેવી થઇ હતી તે આ ઉપરથી સારી રીતે સમજાય છે. સત્ય શું અને અસત્ય શું તે જાણુવાની અહિં તિવ્ર આકાંક્ષા હતી. જીવની જ્યારે આ પ્રમાણે સ્થિતિ થાય છે ત્યારેજ ઉપદેશનો ખરો પ્રસંગ છે.

ઉપદેશ કર્તા ગુરૂ શ્રીકૃષ્ણ ભગવાન છે અને ઉપદેશ લેનાર શિષ્ય અર્જુન છે. એ ઉપદેશનું વર્ણન શ્રીમદ્ ભગવદ્ ગીતામાં છે. તેનો પહેલો શ્લોક નીચે પ્રમાણે છે. ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે

**धर्म क्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सव:।**
**मामका: पांडवा श्चैव किमकूर्वत संजय॥**

હે સંજય, ધર્મક્ષેત્ર (પવિત્રક્ષેત્ર) એવું જે કુરૂક્ષેત્ર ત્યાં એકઠા થયલા, લડાઇને માટે આતુર, મારા અને પાંડુના પુત્ર પાંડવોએ શું કીધું (તે તું મને કહે.)

આપણે ઉપર કથન કરી ગયા છીએ તે પ્રમાણે આ શ્લોકમાં પોતાના ગુરૂ અથવા ઇષ્ટનું સ્મરણ નથી, તેમજ એમાં માંગલ્ય કે આશિર્વચન પણ નથી, તો હવે જોવું જોઇએ, કે તેમાં ગ્રંથનું રહસ્ય સમાયલું છે કે નહિં. પ્રથમ દર્શણે તો તે પણ નથી. ત્યારે શું વ્યાસ ભગવાને પ્રાચિન પધ્ધતિને કોરણે મુકી? તે મહાત્મા એ પ્રમાણે કરે એવો સંભવ નથી, માટે આપણે ઊંડો વિચાર કરવાની આવસ્યકતા છે. પાંડવ કૌરવના યુધ્ધનું સ્થળ કુરૂક્ષેત્ર હતું. ક્ષેત્ર એટલે ભૂમિ. કુરૂ શબ્દ કૃધાતુ ઉપરથી થયલો છે અને કૃનો અર્થ કરવું થાય છે; માટે કુરૂ શબ્દ કર્મવાચક છે. કુરૂક્ષેત્ર એટલે કર્મભૂમિ છે. કર્મની ભૂમિ તે જીવનું શરીર જે સર્વ કર્મ કરવાનું હથિઆર છે. ત્યારે માણુસની જે દેહ તે દેહને વિશે જે યુધ્ધ થાય છે તે યુધ્ધ વિશે અહિં કથન છે. એ ભૂમિને ધર્મક્ષેત્ર કહ્યું છે, તેનો સાધારણ અર્થ પવિત્ર ક્ષેત્ર–પવિત્ર ભૂમિ છે. પણ ધર્મ શબ્દ વિશાળ, બહુ, અર્થસૂચક છે. જીવને દેહ મળી છે તે કર્મ કરવાને એમાં તો જરા સંશય નથી. કર્મ બે પ્રકારનાં છે, સારાં અને માઠાં. ત્યારે માણસે શું માઠાં કર્મ પણ કરવાનાં છે? ના, તે કરવાનાં નથી અને તે દર્શાવવાને માટેજ ધર્મ શબ્દ વપરાયલો છે. ધર્મ એટલે કર્ત્તવ્ય. કર્ત્તવ્ય કર્મને માટેજ દેહ છે. કર્ત્તવ્ય કર્મ કરવા માટે જે દેહ મળેલી છે તે દેહરૂપી ભૂમિમાં યુધ્ધ ચાલી રહેલું છે એ અર્થ સિધ્ધ થાય છે. એ યુધ્ધ કોની વચ્ચે? પાંડવ અને કૌરવની વચ્ચે. પાંડવ અને કૌરવ કોણ?

શ્લોકમાં કૌરવ શબ્દ નથી વાપર્યો પણ તેને બદલે **મામકા** શબ્દ છે. એ ધ્યાનમાં રાખવાનું છે. **મામકા** શબ્દ મારૂં મારૂં કરનારા, અર્થ સૂચવે છે. સ્વાર્થમાંજ જેની ચિત્તવૃત્તિ પ્રોવાયલી છે, સ્વાર્થ સાધવામાંજ જેઓનો સર્વ પરિશ્રમ છે, પછી તે સાધવામાં બિજાઓને હાનિ થાઓ તો પણુ તેની જરાપણુ દરકાર નથી, એવા જે જીવો તે જીવો દર્શક **મામકા** શબ્દ છે. એથી ઉલટો અર્થ પાંડુ શબ્દમાં રહેલો છે. પાંડુ એટલે શ્વેત, ઉજવળ, નિર્મળ, સુંદર. પાંડુ અને મામકા એ બે શબ્દ ઊંચી અને નીચી વૃત્તિ દર્શક છે. દેવ અને અસુર એ બેમાં જે મુખ્ય ભેદ છે તે એજ કે અસુર કેવળ સ્વાર્થિ છે અને દેવ પરહિત ઈચ્છનારા છે. આ બે ભિન્ન ભિન્ન વૃત્તિઓને દૈવિ સંપતિ અને આસુરી સંપતિ કથન કરેલી છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો છેલ્લો, અરાડમો અધ્યાય, જે બિજા સત્તર અધ્યાયના સમાહાર અથવા સાર રૂપ છે તેમાં એ બે સંપત્તિનું વિસ્તારથી વર્ણન છે. આ બે વૃત્તિઓનું અંતરમાં જે યુદ્ધ થાય છે તે યુદ્ધ દર્શક પ્રથમ શ્લોક છે. અર્જુનના મનની જે સ્થિતિ થઇ હતી તે સ્થિતિ જ્યારે માનવીને પ્રગટ થાય છે ત્યારે સદ્‌ભાવ અને અસદ્‌ભાવને મારામારીનો સમય આવે છે. અસદ્‌ભાવો અને સદ્‌ભાવો જન્મોથી વળગેલાં છતાં તેના ઉપરથી ગમતા દુર કરવી એ ઘણુંજ કઠિન કામ છે. તેઓ નિકટના સંબંધી છે. એમ છે તેથી પાંડવ કૌરવ નિકટના સંબંધી વચ્ચે યુદ્ધ કહેલું છે. આવી સ્થિતિમાં આવી પડેલો જીવ આસપાસના પ્રસંગોથી પુષ્કળ ગભરાય છે અને તેને પોતાનું ખરૂં કર્તવ્ય શું છે તે બરાબર સૂઝતું નથી. એજ વેળાએ ગુરૂની આવશ્યકતા છે, બે સૈન્યની મધ્યમાં અર્જુનનો રથ ઊભો રાખ્યો હતો તેનો મર્મ હવે ખુલ્લી રીતે સમજાય છે. બે વિરોધી ભાવોમાં મધ્યસ્થ

જીવ બન્ને પક્ષને નિહાળે છે અને ગુંચવાય છે. પ્રકૃતિ અને નિવૃત્તિ ઉભય માર્ગના સંધાન સમિપે જીવ આવી રહેલો છે અને હવે પ્રશ્ન એજ છે કે કિયે માર્ગે જવું. ઉપલા બધા વિચારો કરતાં શ્રીમદ્ ગીતાજીના પ્રથમ શ્લોકમાં, ગીતાજીના આરંભમાં આખા ગ્રંથનું તાત્પર્ય શ્રી વ્યાસ ભગવાને સમાવેલું છે એમ આપણને માલમ પડયા વિના રહેતું નથી.

અગર જો સાધારણ રીતે આપણે પાંડવ કૌરવનું યુદ્ધ કહીએ છીયે અને તેથી તેઓ જાણે બે જુદા કુળના હોય એમ સમજાય છે તોપણ તેઓ બન્ને એકજ કુરૂવંશના હતા. કુરૂ શબ્દ કર્મ વાચક છે એમ આપણે કહેલું છે, વૃતિઓ ભિન્ન ભિન્નપણે કર્મવાળી છે. દુર્યોધન, ધૃતરાષ્ટ્ર જે આંખે અપંગ છે તેનો પુત્ર છે. આંખે અંધનો અર્થ અજ્ઞાન છે. તેની સંતતિમાં સો પુત્ર છે. સો અનેકતા સૂચવે છે. એથી ઉલટો અર્થ પાંડુનો થાય છે. શ્વેતવર્ણ પ્રકાશ એટલે જ્ઞાન-દર્શક છે. કર્મના બે જુદા પ્રવાહ ચાલી રહેલા છે. પ્રવાહ જુદા પણ તેમનું મૂળ, કર્મ તે એકજ છે, માટે એક કુરૂકુળની બે શાખા કહી છે.

ઉપનિષદોના સાર રૂપ શ્રીમદ્ ગીતાજી છે એમ આપણે ઉપર કહી ગયા છીએ. ઉપનિષદ્ વેદનું અંગ છે. વેદના ત્રણ કાંડ છે, કમ કાંડ, ઉપાસના કાંડ અને જ્ઞાન કાંડ. એ ત્રણ કાંડનો આશ્રય મહા-વાકય **તत्त्वमसि**, તે તું છે. છે. શ્રીમદ્ ભગવદ્ગીતા પણ એજ મહા વાકય સમજાવે છે. એમાં અરાડ અધ્યાય છે, એ અરાડ અધ્યાયના, છ છ અધ્યાયના, ત્રણ વિભાગ પડી શકે છે. પહેલા છ

અધ્યાય કર્મનિષ્ઠાના છે, તેમાં કર્મ અને કર્મના પરિત્યાગનું નિરૂપણ અને તેમ કરતાં **त्वं** તું પદનું નિરૂપણ છે, એટલે શુધ્ધ કૂટસ્થ, શુધ્ધ આત્માનું નિરૂપણ છે. આ ભાગ આધિભૌતિક છે. સાતથી બારમા સુધીના વચલા છ અધ્યાય ભગવદ્ ભક્તિરૂપ ઉપાસના સંબંધી છે. તેમાં ભક્તિ નિષ્ઠાથી **तत्** તે પદનું, પરમાત્માનું નિરૂપણ છે. એ ભાગ આધિદૈવિક છે. છેવટના છ અધ્યાય જ્ઞાન નિષ્ઠાના છે. તેમાં **असि** છે શબ્દથી **तत्** અને **त्वं** તે અને તુંનું અભેદ રૂપ દર્શાવ્યું છે. મહાવાકયના અર્થનું નિરૂપણ એ ભાગમાં છે. એ પ્રજ્ઞાન કાંડ આધ્યાત્મિક છે. આ પ્રકારે ત્રણ સ્વરૂપે શ્રીમદ્ ગીતાજીનાં દર્શણ થાય છે, અને એ ત્રણ છે તેથીજ એ મધ્યે કથન કરેલો ઉપદેશ, સર્વ દેશ, સર્વ કાળ, અને સર્વ અધિકારી માટે છે. પૂર્ણાવતારનો ઉપદેશ છે માટેજ રહસ્ય સર્વ દેશ, સર્વ કાળ, અને સર્વ અધિકારી માટે છે.

શ્રીમદ્ ભગવદ્ગીતાનું શિક્ષણ ઘણી ઊંચા પંક્તિનું છે અને તેનો અભ્યાસ એક વાર નહિં પણ વારંવાર કરવો અવશ્ય છે. એ શિક્ષણમાં ઉપર ઉપર દૃષ્ટિ કરનારાને ઘણે સ્થળે વિરોધ જણાય છે અને તે ગુંચવણમાં પડી જાય છે. સાક્ષાત ઈશ્વર પોતે ગુરૂ છે અને અર્જુન જેવો શિષ્ય છે, તે છતાં શિષ્ય વારંવાર બોલી ઉઠે છે કે મહારાજ મને બરાબર સમજાવો, નિશ્ચય શું તે કહો. દૃષ્ટાંત લેતાં ત્રીજા અધ્યાયના બિજા શ્લોકમાં અર્જુન કહે છે કે

**व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीवमे ॥**
**तदेकंवद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम ॥**

આવું ઉલટું ઉલટું બોલીને તમે મારી અક્કલને ગુંચવી નાખો છો, માટે મારૂં કલ્યાણ શા રીતે થાય તે તમે નક્કી કરીને કહો.

શ્રી કૃષ્ણ ભગવાનની સમજાવવાની શક્તિ શું ઓછી હતી? ના. તે તો અનંત શક્તિવાળા હતા, તેઓ તો વિસ્તારી વિસ્તારીને સમજ આપતા હતા પણ લેનારની સંકોચિત શક્તિ ત્યાં શું? પાત્ર પોતાની શક્તિ પ્રમાણે ગ્રહણ કરે છે, વધારે હોય તે ઢોળાઈ જાય છે. શ્રીમદ્ ભગવદ્ગીતા સમજવાને કેટલા પરિશ્રમની આવશ્યકતા છે તે એટલાજ ઉપરથી સમજી લેવાની છે.

છેવટે હવે એક અગત્યની વાત કહેવાની રહી છે. તે એ છે કે શ્રીમદ્ ભગવદ્ગીતાના જ્ઞાનોપદેશનું શ્રવણ કરવાનું જ્યારે કહેવામાં આવે છે ત્યારે કેટલાક તરફથી એવો ઉત્તર મળે છે કે એવા ઊંચા જ્ઞાનની અમને હમણા જરૂર નથી, કેમકે અમારે તો હજી સંસારમાં રહીને ઘણું કામ કરવાનું છે. અરે, આ કેવું મુર્ખાઇભરેલું કથન છે. સંસારમાં રહીને કામ કરવાનું છે માટેજ એ ઉપદેશ સમજવાની આવશ્યકતા છે. કામ કેમ કરવું એજ શિક્ષણ પ્રથમ લેવાનું છે. બીજા અધ્યાયમાં કહ્યું છે કે **योगः कर्मसु कौशलम्.** કર્મ કરવામાં કુશળતા તેજ યોગ. કામ કીધા વિના એક ક્ષણ પણ રહી શકાતું નથી એ વાત શ્રી કૃષ્ણ ભગવાન સારી પેઠે જાણતા હતા. **नहि कश्चित्क्षणमपि तिष्टत्यकर्मकृत** વળી **शरीर यात्रापि चते न प्रसिद्ध्येदकर्मण:** શરીર યાત્રા પણ કર્મ વિના સિધ્ધ થતી નથી. વિશેષ એ પણ લક્ષમાં રાખવાનું છે કે શ્રીમદ્ ભગવદ્ગીતાનો ઉપદેશ સાધારણ કામ કરનારને નહીં પણ એક મોટું રાજ્ય લેવાના કામમાં પ્રયુક્ત થયલા અર્જુનને કરવામાં આવ્યો હતો, મોટા રાજ્યની આગળ બિજા વિષયો તો તુચ્છ છે. રાજ્યની જંજાળ, રાજ્યની ખટપટો, રાજ્યનો વહેવાર, એ સંધાનો વિચાર કરો.

રાજ્યને અંતે નર્ક એ કહેવત સર્વને જાણીતી છે. તે છતાં રાજ્ય મેળવવાનું પ્રયત્ન કરતાં અર્જુન ગ્લાની પામી ગગડી ગયો, તેને તે પ્રયત્નમાંથી પાછા નહિં હટવાને અને આગળ ધસી મચ્યા રહેવાને ગીતાજીનો બોધ છે. એ બોધ માણસને સંસારથી વિમુખ કરી અરણ્યમાં એકાંત અને એકાકી નિવાસ કરાવનારો હોઇ શકે નહિ અને છે પણ નહિં. **ततो युद्धाय युजस्व** (માટે યુધ્ધમાં ઝંપલાવ.) **तस्मात्त्वमुत्तिष्ठ यशोलभस्व, जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम्** (તેટલા માટે ઊઠ, શત્રુને જીતીને યશ મેળવ, અને સમૃધ્ધિવાળું રાજ્ય ભોગવ.) આવાં વચનો શું બતાવે છે. મનુષ્યનું જીવન તે શું ? ભિન્ન ભિન્ન અનેક કર્મોની સંકળના–સંકળિત કર્મોનો અખંડીત પ્રવાહ તે જીવન. આ પ્રવાહ સફળ અને સારી રીતે કેમ ચલાવવો એ શિક્ષણની પ્રથમથી અગત્યતા છે. માર્ગનું જ્ઞાન પ્રાપ્ત કીધા વિના જે જન વન વગડામાં રૂચે તેમ પ્રયાણ કરે તે ગુંચવાયા વિના રહેતો નથી. અનેક પ્રકારના ભયમાં તે આવી પડે છે, ગોથાંઓ ખાય છે અને કષ્ટો ભોગવે છે. ભગવદ્ગીતાનો ઉપદેશ સર્વ ભયથી રક્ષણ કરવાનો છે. સંસારી જીવોને માટે શ્રીમદ્ ભગવદ્ગીતા જેવુ અમુલ્ય બિજું કોઈ પણ પુસ્તક નથી. માટે મારી સર્વ કોઇને સવિનય વીનંતિ છે કે આ અમુલ્ય રત્ન સમાન પુસ્તકનો તમે લક્ષ રાખીને અભ્યાસ કરો, તેમાં ઊંડા ઉતરીને તેનું સાચું રહસ્ય ગ્રહણ કરો, તેનાં શિક્ષણ પ્રમાણે વર્તન કરો, અને આ મહા ભયંકર દુસ્તર ભવસાગર તરી જવાને ગુરૂઓના ગુરૂ શ્રી કૃષ્ણ ભગવાનની કૃપાથી સમર્થ થાઓ. અસ્તુ. અસ્તુ. અસ્તુ.

# સમાપ્ત.